મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

બ્રિટિશ શાળા માટે ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક પહેલાના અર્થની નોટ.

(જેની અંદર અર્થ, વાક્યના ભાવાર્થ, દરેક પાઠના સવાલ, પાઠનો સાર, પાઠમાંથી મળતો બોધ, કવિતાની સમજુતી ભાવાર્થ સાથે પાઠવાર અઘરા શબ્દો તથા જોડણીઓ આપવામાં આવેલા છે.)

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah
પ્રસિદ્ધ કર્વાનું ઠેકાણું—શાહપોર—સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું:—શ્રી "શંકર" પ્રી. પ્રેસ.
ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે—સુરત.

સંવત ૧૯૮૩] કિંમત રૂ. ૦–૪–૦ [સને ૧૯૨૭.

પહેલી આવૃત્તિ.

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

( બ્રિટિશ શાળા માટે )

# ત્રિવેદિ વાચનમાળા

## પુસ્તક પહેલાના અર્થની નોટ.

### પાઠ ૧ લો ગાય.

ચિત્ર તપાસો=છબી જુઓ.

મહેતાજી=ગુરુજી.

કામની=ખપની; ઉપયોગી.

સહેલાઇથી=થોડી મહેનતે.

અરહન=ગળાનો પાછલો ભાગ.

બચાવ કરે છે=રક્ષણ કરે છે

ગરીબ=દુઃખ દે નહિ એવી.

નકામું=ખમશું.

જીવડાં=મચ્છર, ડાંસ વગેરે.

તળીએ=નાચે.

ખરી=ફાટવાળો જાડો નખ.

બોધ—ગાય ઘણું ઉપયોગી પ્રાણી છે, માટે ઘેર ઘેર ગાય પાળવી જોઇએ.

સવાલ—ગાયને માતા બરાબર કેમ માનો છો? દૂધ કોણુ કોણુ આપે છે? દૂધનું શું શું બને છે? ગાય કેવા કેવા રંગની હોય છે? ગાય શું ખાય છે? ગાયનું મોં જમીન સુધી કેમ પહોંચી શકે છે? ગાય પોતાનો બચાવ શાથી કરે છે? ગાયને પુછડાનો શો ઉપયોગ છે? ગાયને [illegible] પગ હોય છે? ચાર પગવાળાં જનાવરનાં નામ કહો. [illegible]ળાં જનાવરનાં નામ ગણાવો.

ચિત્ર, દૂધ, ભેંસ, દહિં, ગરદન, પહોંચે, ત્યારે, શીંગડાં, પૂછડું, જીવડાં, તળીએ.

## પાઠ ૨ જો બકરીનું બચ્ચું.

| | |
|---|---|
| કુદકો=છલંગ; ઠેકડા. | માતા=મા. |
| ઠમકે=નાચે. | હરખ=આનંદ; ખુશાલી. |
| ભારે=ઘણું. | માડી=મા. |
| બૂમો=ઘાંટા. | હરખાઉં=રાજી થાઉં. |

સમજુતી-જો! પેલું બકરીનું બચ્ચું કુદકુદ કુદકા મારે છે, કેવું હરખાઇને વાંકી ડોક રાખી ઠમઠમ નાચે છે! (૧)

જ્યારે એની પાસે પેલી બકરી મા હોતી નથી, ત્યારે એ તો બેં બેં બેં બેં કરતું બૂમો પાડે છે. (૨)

જ્યારે મા આવે છે, ત્યારે બચબચ કરતું કેવું ધાવે છે! ધાવીને પાછું કેવા આનંદથી કુદકા મારે છે! (૩)

હું પણ મારી મા આવે તો કેવો ખુશ થાઉં! અને મા, મા, મા, મા, કરતો હું પણ કેવો પાસે જાઉં! (૪)

## પાઠ ૩ જો મહેતાજી.

| | |
|---|---|
| મહેતાજી=ગુરૂજી. | સારે રસ્તે=ખરે રસ્તે. |
| ઉમર=વય. | કસરત=શરીરની મહેનત. |
| હુકમ=આજ્ઞા. | દાખલા=હિસાબ. |
| ભલું=સારૂં; કલ્યાણ. | ભણનારા=નિશાળીઆ. |
| શિખામણ=ફાયદાની વાત; બોધ. | મઝા=ગમ્મત. |
| | હાંસેહાંસે=ખુશીથી;ઉમંગથી |

| | |
|---|---|
| અગાઉ=જુના વખતમાં;અસલ | વરસ=બાર મહીના. |
| ઋષિ = ભણાવવાનું કામ કરનાર બ્રાહ્મણ. | વિવેક=સભ્યતા. |
| | વિના=વગર. |

બોધ—મહેતાજીના કહ્યા પ્રમાણે ચાલવું.

સવાલ—નિશાળમાં કોના હુકમ પ્રમાણે ચાલવું? ગુરુ માબાપના જેવું કયું કયું કામ કરે છે? ઋષિ કોને કહેતા?

**નિશાળ, શિખવશે, શિખામણ, રસ્તે, ત્યાં, મઝા, ઋષિ, અગાઉ, વિવેક, વિદ્યા.**

## પાઠ ૪ થો ચોકખાઇ.

| | |
|---|---|
| ચોકખાઇ=સ્વચ્છતા;સુઘડતાઇ | હરાજ=શરીર પર ચાઠા થાય એવો ચામડીનો રોગ. |
| વિટાળેલો=લપેટેલો. | શરીર=ડીલ. |
| કેડે=કંમરે. | ચોકખું=મેલ વગરનું; સાફ. |
| ચાઠાં=ડાઘા. | બાકાં=કાણાં; છિદ્રો. |
| ગંદો=ગંદકીવાળો; ગોબો. | ચાલાકી=ચંચળાઇ;હોશિયારી |
| ખસ=ઝીણી ફોલ્લી. | ચીર=લુગડાં. |

સમજુતી—વસ્તુઓ ચોકખી રાખવી, લુગડાં ચોકખાં પહેરો; ઘર અને ચોક પણ ચોકખાં રાખો, ચોકખાં રહેવાથી શરીર પણ સુખી રહે છે. બોધ—ચોકખાઇ રાખવી.

સવાલ—ગંદો કોને કહેવો? શરીર ચોકખું નહિ રાખવાથી શું થાય? ખસવાળા છોકરાને અડકવાથી શું થાય?

ચોકખા રહેવા માટે શું શું કરવું? શરીરમાં મેલ કયે રસ્તે દાખલ થાય છે, અને તેથી શું થાય છે? ચોકખાં રહેવાથી શો ફાયદો?

ચોકખાઇ, વિટાળેલો, ચાઠાં, ગંદા, લુગડાં, ચોકખું, અડકવું, નહિ, ઊઠીને, ખૂબ, શરીર, ધોએલાં, આંખો.

## પાઠ ૫ મો ધીમે ધીમે ભણાય.

મ્હેલ=મોટું મકાન.
શોભિતા=સારા દેખાતા.
ધીમે ધીમે=આસ્તે આસ્તે; થોડે થોડે.
ઝરૂખા=ગોખ.
નીમથી=નિયમથી; એક સરખી રીતે.
સ્હેજ=સહેલાઇથી; થોડી મહેનતે.
મોંઘાં=ઘણી કિંમતનાં.
સુંદર=શોભિતા.
ચીર=લુગડાં; કપડાં.
હરખાય=રાજી થાય.
પળપળ=હરેક પળે.
સઘળાં=સર્વે; બધાં.

**સમજુતી**—શોભિતા મહેલો અને ગોખ ઘણા મોટા જણાય છે, તે થોડે થોડે નિયમ પ્રમાણે ચણતાં સહેલાઇથી ચણાય છે. (૧)

શોભિતાં અને કીમતી લુગડાં જે પહેરવાથી મન ખુશ થાય છે, તે નિયમ પ્રમાણે હરેક પળે ધીમે વણતાં સહેલાઇથી વણાય છે. (૨)

કીમતી આંબાઓ ઉછેરીને કેરી ખાવાનું મન થાય છે, પણ ધીમે ધીમે ઘણાં વરસ જાય છે, ત્યારે તેના પર કેરી આવે છે. (૩)

ધીમે ધીમે સહેલાઈથી બધાં કામો થાય છે, ભણવાનું પણ એવીજ રીતે ધીમે ધીમે ભણાય છે. (૪)

બોધ—ભણવાનું ધીમે ધીમે ભણાય.

શોભિતા, ખૂબ, મોંઘાં, સ્હેજ, સ્હેલ, પ્હેરવું.

## પાઠ ૬ ઠ્ઠો મેળો.

**મેળો**=ગાડી, ઘોડા, માણસ વગેરેની ઠઠ.

**મોટાભાઈ**=બાપ; કેળવાયલાં. માણસો છોકરાંને 'બાપ'ને મોટાભાઈ કહેતાં શિખવે છે.

**બળેવ**=શ્રાવણ સુદ પુનેમ.

**કિનારે**=કાંઠે.

**પૂજા કરવી**=અં[illegible], ફૂલ ચઢાવી પગે લાગવું.

**ઠઠ**=ભીડ.

**ખેલ**=તમાસો.

**ચકડોળ**=ઉપર નીચે અથવા ગોળ ફરે એવો હીંચકો.

**આનંદ**=ખુશાલી.

**સવાલ**—મેળામાં શું શું જોયું? રમકડાં શેનાં શેનાં હોય છે?

બળેવ, દરિયો, કિનારો, પૂજા, પહોંચ્યાં, ઠઠ, દુકાન, ચકડોળ, આનંદ.

## પાઠ ૭ મો નાણું.

**નાણું**=ચલણી સિક્કો

**રૂપીઓ**=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો.

**બજાર**=ચૌટું.

**વસ્તુઓ**=ચીજો.

**[illegible]**=[illegible] થછે.

સાંકળાં=પગે પહેરવાનું રૂપાનું ઘરેણું.
વેઢ=જાડી વીંટી.
ઘરેણાં=દાગીના
બાજુ=તરફ.
અંગ્રેજીમાં=અંગ્રેજ લોકોની બોલીમાં.
સરકારને=રાજાને.
અર્ધો=આઠ આનાની કિંમતનો રૂપાનો સિક્કો.
પાવલી=ચાર આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો.
બેઆની=બે આનાની કિંમતનો રૂપાનો અથવા નિકલનો સિક્કો.
આની=ચાર પૈસાની કિંમતનો નિકલનો સિક્કો.
પૈસો=ત્રણ પાઈની કિંમતનો ત્રાંબાનો સિક્કો.
પાઈ=પાઈની કિંમતનો ત્રાંબાનો સિક્કો.
સિક્કા=ચલણી નાણું.
નિકલ=એક જાતની ધાતુ.
ત્રાંબું=લાલ રંગની ધાતુ.
રૂપું=ચળકતા સફેદ રંગની ધાતુ

સવાલ—નાણું શું કામમાં આવે ? રૂપાના કયા કયા સિક્કા બને છે ? રૂપાનાં ઘરેણાં ગણાવો. નિકલના કયા કયા સિક્કા છે ? ત્રાંબાના સિક્કા ગણાવો.

## નાણાની ધાત.

| | | | |
|---|---|---|---|
| ૨ અર્ધા | =૧ રૂપીઓ. | ૩૨ ઢબુ | =૧ રૂપીઓ. |
| ૪ પાવલી | =૧ રૂપીઓ. | ૬૪ પૈસા | =૧ રૂપીઓ. |
| ૮ બેઆની | =૧ રૂપીઓ. | ૧૨૮ દોઢપાઇ | =૧ રૂપીઓ. |
| ૧૬ આના | =૧ રૂપીઓ. | ૧૯૨ પાઈ | =૧ રૂપીઓ. |

**સૂચના**—નાણાંની ઘાત પહેલા ધોરણના "મુખગણિત શિક્ષક" માં જુઓ. (નિકલના અધાં હવે ચાલતા નથી)

રૂપીઓ, વસ્તુઓ, ખરિદાય, સાંકળાં, ઘરેણાં, ચિત્ર, અંગ્રેજીમાં, સિક્કો, અધાં, નિકલ, પૈસા, ત્રાંબાનાં.

## પાઠ ૮ મો સંપ.

**સંપ**=હળીમળીને રહેવું.
**વહાલાં**=પ્યારાં.
**હળીમળીને**=આનંદમાં ભેગાં થઇને; લડયાં વગર; સંપીને
**એકઠા**=ભેગા.
**ગાળે છે**=કાઢે છે.
**કુટુંબ**=એક ઘરમાં વસનારા માણસ.
**રળીઆમણું**=આનંદી.
**મદદ કરે છે**=આશરો આપે છે.
**જંપ**=નિરાંત.
**જોર**=બળ.
**કુસંપથી**=લડવાથી; હળીમળીને નહિ ચાલવાથી.
**કજીઓ**=તકરાર; લડાઇ.
**કંકાસ**=મનને દુઃખ; કલેશ.
**નબળાં**=કમજોર.
**પ્રીત**=હેત; પ્રેમ; વહાલ.

**સમજુતી**—બધા સંપથી સુખમાં રહો, સંપથી હેત વધશે; છોકરાંઓ તમે સંપીને રહો અને સંપીને રહેવાની ટેવ રાખો.

**સાર**—જ્યાં સંપ છે ત્યાં જંપ છે. જ્યાં સંપ છે ત્યાં બળ છે. જ્યાં સંપ છે ત્યાં સુખ છે. જ્યાં કુસંપ છે ત્યાં કજીઓ અને કંકાસ છે.

**એકઠા, દિવસો, સઘળાં, કુટુંબ, રળીઆમણું, મદદ, જ્યાં, ત્યાં, કુસંપ, કજીઓ, કંકાસ, દુઃખી, પ્રીત.**

## પાઠ ૯ મો હિંમત.

**નરમાં**=માણસમાં.
**આણે**=લાવે.
**અંત**=છેડો.
**જગતમાં**=દુનિયામાં.
**જાણીતો**=પ્રખ્યાત.
**ધનવંત**=પૈસાવાળો; પૈસાદાર.
**હરેક**=ગમે તે.
**વડા**=મોટા; જબરા.
**નારી**=બૈરી.
**હથિયાર** = તરવાર, બંદુક, છરા વગેરે.
**વનમહીં**=જંગલમાં.
**એકલડી**=એકલી.
**મરદને**=પુરુષને.
**ભય**=બીક; ડર; ભો.
**ભાગી જાય**=જતો રહે.
**હાથમાંહી**=હાથમાં.
**હૈયામાંહી**=મનમાં.
**દલપત્ત**=દલપતરામ કવિ.
**બાંહે ધરી**=હાથ ઝાલી.
**તારે**=ઉગારે; બચાવે.

**સમજુતી**—માણસમાં હિંમત હોય તો દુઃખનો છેડો લાવે, ને વળી દુનિયામાં પ્રખ્યાત થાય અને પૈસાવાળો પણ થાય છે. (૧)

જો માણસમાં હિંમત હોય તો ગમે તે કામ કરી શકે, હિંમતથી વાઘ મોટા હાથીને હરાવે છે. હિંમતથી બૈરી પણ જંગલમાં એકલી હાથમાં હથિયાર લઈને મરદને મારે છે. (૧)

હિંમતથી ભૂત પ્રેતની બીક જતી રહે છે, હિંમતથી માણસ હાથમાં સાપને પકડે છે, દલપતરામ કવિ કહે છે, કે

જો મનમાં હિંમત હોય તો બૂડતા માણુસનો હાથ ઝાલી પોતે તરે છે ને તેને તારે છે. (૨)

હિંમત, ધનવંત, હથિયાર, હૈયામાંહી, બૂડતાને.

## પાઠ ૧૦ મો મહીના.

મહીનો=ત્રીસ દિવસ.
ચોમાસું=વરસાદની મોસમ.
શિયાળો=ટાઢની મોસમ.
ઉનાળો=તાપની મોસમ.
પખવાડીઉં=પંદર દિવસ.
અજવાળીઉં=સુદ.
અંધારીઉં=વદ.
બળેવ=શ્રાવણ સુદ પુનેમ.
દીવાળી=આસો માસની અમાસ; વરસનો છેલ્લો દિવસ.
તહેવાર=આનંદનો દિવસ.
ફટાકા=ફટાકડા.
હવાઇ=એક જાતની ઊંચે ઊડે એવી આતશબાજી.

બોધ—શિક્ષકનું કહ્યું માનવાથી ભણતાં જલદી આવડે છે.

મહીના, શિયાળો, ઉનાળો, અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો, ત્રીસ, ચંદ્ર, પખવાડીઆં, અંધારૂં, દીવાળી, ફટાકા, ફૂટે છે, બપોરીઆં, શિખવીશ.

## પાઠ ૧૧ મો મહીના.

ચાદ=ફોમ.
સુદ=અજવાળીઉં.
વદ=અંધારીઉં.
પડવો=પહેલો દિવસ
નવું વરસ=કાર્તક માસનો પહેલો દિવસ.
દહેરામાં=મંદિરમાં.
દર્શન=ભાવથી જોવું તે.

ઉતરાણ=સંક્રાંત; જે દિવસથી સૂર્ય ઉત્તર તરફ જવા માંડે છે તે દિવસ.
પતંગ=કનકવા.
ગમ્મત=મઝા; રમુજ.
પેચ કરવા=પતંગની દોરી બીજામાં ભેરવવી.
મહોલ્લો=શેરી.
ચકુલો=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા.

ટીપ—વરસની શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ત્રણ ઋતુ છે. દરેક ઋતુના ચાર મહીના છે. વરસના મહીના બાર. કાર્તક, માગશર, પોસ અને માહ એ ચાર મહીના શિયાળાના છે. ફાગણ, ચૈત્ર, વૈશાખ, અને જેઠ એ ચાર મહીના ઉનાળાના છે. અસાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો એ ચાર મહીનાને ચોમાસું કહે છે. મહીનાના દિવસ ત્રીસ. મહીનાના સુદ અને વદ એવાં બે પખવાડીઆં છે. પખવાડીઆનો પંદરમો દિવસ તે પુનેમ અને ત્રીસમો અથવા છેલ્લો દિવસ તે અમાસ. મહીનામાં પુનેમ અને અમાસ એકવાર આવે છે, પણ બીજી તિથિઓ બે વાર આવે છે. પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ્ઠ, સાતેમ, આઠેમ, નોમ, દસેમ, અગિઆરસ, બારસ, તેરસ, ચૌદસ એ તિથિઓનાં નામ છે.

સવાલ—વર્ષની ઋતુ કેટલી અને તે કઈ કઈ? ચોમાસાના, શિયાળાના અને ઉનાળાના મહીના ગણવો. વરસના મહીના કેટલા અને તે કયા કયા? મહીનાના દિવસ કેટલા અને પખવાડીઆં કેટલાં? પખવાડીઆનાં નામ કહો. બળેવ કયા મહીનામાં કયે દિવસે આવે છે? દીવાળી કયા મહીનામાં

કયે દિવસે આવે છે? ઉતરાણ કયા મહીનામાં આવે છે? ફાગણ મહીનાની પુનેમે કયો તહેવાર આવે છે?

દીવાળી, શિખવ્યું, ચાદ, સુદ, વદ, વરસ, છેલ્લો, દિવસ, દર્શન, કાર્તક, માગશર, પોસ, ગમ્મત, ચૈત્ર, વૈશાખ, મહોલ્લો.

## પાઠ ૧૨ મો મહેનત.

મહેનત=કામ કરવું તે.
મેજ=ટેબલ.
નવરૂં=કામ વગરનું.
ખેડુત=ખેતી કરનાર.
ખેતર=અનાજ, ઘાસ વગેરે પાકે છે તે જગા.
કાંતવું=લાંબા દોરા કાઢવા.
કારખાનાં = કામ કરવાનાં ઠેકાણાં.
વહાણું વાય=સવાર પડે.
સિસોટી=પીસવો; પાવો.
દરજી=લુગડાં સિવનાર.
પેદા કર્યા=ઉત્પન્ન કર્યા.
તંદુરસ્ત=રોગ વગરનું સાજું.
આકાશ=ગગન.
દિશા=બાજુ.
આળસુ=જેને કામ કરવાનું મન ન થાય તે.
ચહાતું નથી=વહાલ કરતું નથી.
કામમાં ગુંથાએલાં રહેવું=કામ કર્યા કરવું; નવરા બેસવું નહિ.
ફળ મીઠાં છે=સારો લાભ છે

બોધ—મહેનત કરવાથી સારો લાભ મળે છે. માટે હંમેશાં સારા કામમાં મંડયા રહેવું.

સવાલ—મહેનત વગર ચાલતું નથી તે સમજાવો. મહેનત કરવાથી શો ફાયદો?

મહેનત, ઊઠે છે, નવરૂં, કાંતવાનાં, વહાણું, સિસોટી, સિવાય, ઇશ્વર. કર્યાં, તંદુરસ્ત, ચોકખાં, આળસુ, દુઃખી, ગુંથાએલાં.

## પાઠ ૧૩ મો ઇશ્વરને નમન.

નમન=નમવું તે; પગે લાગવું.
સર્વ=બધું; તમામ
સંસાર=દુનિયા; જગત.
સાજ=સામાન; વસ્તુ.
આધાર=ટેકો; આશારો.
દયાળુ=દયાવાળા; કૃપાળુ
નમું=નમન કરૂં; પગે લાગું.
દેવદેવા=મોટા દેવ; પરમેશ્વર.
તજે=છોડી દે.
કુબુદ્ધિ=નઠારી સમજ.
સજે=મેળવે.
સુબુદ્ધિ=સારી સમજ.
કૃપાળુ=દયાળુ.
કલ્યાણકારી=ભલું કરનાર.
આપદા=દુઃખ.
ઉગારી=બચાવી.
ઈશ=ઈશ્વર.
સેવા=ચાકરી.

સમજુતી—હે પરમેશ્વર ! તમે તમામ જગત પેદા કીધું છે. તમે બધાને સુખ આપનારી વસ્તુઓ આપી છે; તમે બધાના આધાર જેવા છો, હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૧)

જે તમોને ભજે તે નઠારી સમજ છોડી દે. જે તમોને ભજે તે સારી સમજ મેળવે; ભક્ત નહિ થશે તે લોક કેવા હશે ? હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૨)

હે દયાળુ દેવ તમે ભલું કરનારા છો, બહુ દુઃખ જોઇને તમે મને બચાવી લો છો. હે ! પરમેશ્વર હું તમારી દરરોજ સેવા કરૂં. હે દયાળુ પરમેશ્વર તમોને હું પગે લાગું છું. (૩)

બોધ—હમેશાં ઇશ્વરનું ભજન કરવું.

ઇશ્વર, બુદ્ધિ, સર્વ, સંસાર, સૌને, આધાર, દયાળુ, કુબુદ્ધિ, સુબુદ્ધિ, ભક્તો, કૃપાળુ, કલ્યાણકારી, હમેશાં.

## પાઠ ૧૪ મો દૂધ.

ઉછરીએ=મોટા થઇએ.
હલકું=ઝટ પચે એવું.
માંદાં=બિમાર; રોગી.
ફાયદો=ગુણ; લાભ.
પ્રાણી=જેને જીવ છે ને જે અહિંથી તહિં હરી ફરી શકે છે તે.
હમેશાં=દરરોજ.
વૈદ=દેશી દવા જાણનાર.

રોગ=બિમારી.
ઉધરસ=ઠાંસો.
સવાલ=પ્રશ્ન.
જવાબ=ઉત્તર.
આખરે=આધરકે.
ઉંફાયું=સહેજગરમ; થોડું ઉનું
ભાવે છે=ખાવું ગમે છે.
ગળપણ=મિઠાશ.
તારવી કાઢવું=ઉપર ઉપરથી લઇ લેવું.

સવાલ—કયા કયા પ્રાણીનું દૂધ આપણે ખાઇએ છીએ ? ઉધરસ પર કોનું દૂધ ફાયદો કરે છે ? દૂધનું શું શું થાય છે ? દૂધને કેવી રીતે અધરકે છે ? દહિંને વલોવવાથી શું

થાય ? છાસ ઉપર તરી આવે છે તેને શું કહે છે ? ઘી શેનું બને છે ? સુખડીઆઓ દૂધનું શું શું બનાવે છે ? મલાઇ કેવી રીતે બનાવે છે ? દૂધની ખાવાની કઈ કઈ વસ્તુઓ બને છે ?

દૂધ, માંદાં, પ્રાણી, હમેશાં, વૈદ, ઉધરસ, દહિં, ટાઢું, ઉંઝણું, ગળપણ, છાસ, બાસુદી, શ્રીખંડ.

## પાઠ ૧૫ મો સાચું બોલવું.

સાચું બોલવું=ખરી વાત કહેવી.

માફ કરો=જવા દો.

આંગણું=બારણા આગળની ખુલ્લી જગો.

ખેલીશું=રમીશું.

ચોગાન=ખુલ્લી જગા.

દિવાનખાનું=આગળનો મોટો ઓરડો.

ગજબ=મોટું દુઃખ.

એકદમ=તરત.

ધમકાવશો=ધમકી આપશો.

બિલકુલ=જરાપણ; લગાર.

વાંકુ=ગુનો; કસુર.

મન=ચિત્ત.

ધક્કો=હડસેલો.

ડાહ્યાં=શાણાં.

સજા=શિક્ષા.

બીક=ધાક; ડર; ભય.

કદી=કોઈ દિવસ.

સહુ=બધા.

ભરોસો કરે છે=વિશ્વાસ રાખે છે; કહેલું ખરૂં માને છે

બોધ-હંમેશ સાચું બોલજો. સજાની બીકથી કદી જૂઠું બોલશો નહિ. સવાલ—સાચું બોલવાથી શો લાભ? જૂઠું બોલવાથી શો લાભ ? જ. સાચું બોલે તોપણ ખરૂં માને નહિ.

તકતો, ભાંગ્યો, ચઢયાં, ઉછળ્યો. આંગણું, દિવાનખાનું, સાહી, બગાડયા, ધમકાવશો, બિલકુલ, સાંભળ્યું, ધક્કો, જૂઠું, ઇશ્વર, ભરોસો.

## પાઠ ૧૬ મો મુસાફરી.

**મુસાફરી**=ગામોગામ ફરવું તે.
**રસોઇઓ**=રાંધનાર.
**ધમાલ**=દોડાદોડી.
**વેળા**=વખત.
**દેખાવ**=શોભા.
**મહારાજા**=મોટા રાજા.
**ગાયકવાડ**=વડોદરાના રાજા.
**દેખાવડો**=શોભિતો.
**નદી**=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે દરિયાને મળે છે તે.
**કિનારો**=કાંઠો.
**ઢબ**=ઘાટ; આકાર.
**છક થઇ ગયા**=નવાઇ પામ્યા.
**આગબોટ**=વરાળયંત્રથી ચાલતું મોટું વહાણ; સ્ટીમર.

**બોધ**—મુસાફરી કરવાથી ગમ્મત સાથે ઘણું જાણવાનું મળે છે.

આઠ્યો, અમદાવાદ, નીકળ્યા, વડોદરે, ગમ્મત, ધમાલ, દોડાદોડ, ટિકિટ, સિસોટી, ગાયકવાડનો, દેખાવડો, ઢબનાં, બંગલાઓ, દરિયાકિનારો.

## પાઠ ૧૭ મો મારૂં સુખ.

**અહો**=અરે.
**જગે**=દુનિયામાં.
**ન્યારો**=જુદો; તરેહવાર; કોઇને ન મળે એવો.
**મુજ**=મારા.

શાની=જંગલી; જંગલમાં છુટું રહેનાર.
માનું=સમજું.
નિત=હરરોજ.
મ્હાલું=આનંદથી રહું.
ધ્રુજતો=કાંપતો; થરથરતો.
સદા=હરરોજ; હમેશાં.
મોજમાં=આનંદમાં; ખુશીમાં.
ગમે=પસંદ પડે
આનંદ=ખુશી
ભમતો=રખડતો.
દાસ=ચાકર.
નીચું=હલકું; ઉતરતું.
મન માનતી રીતે=ગમે તેવી રીતે.
ઉંચું=ચઢિયાતું; ખરૂં.

**સમજુતી**—પાળેલો કુતરો કહે, અરે! આ દુનિયામાં મને મારા શેઠને ત્યાં કેવું સુખ છે! ખાવા પીવામાં મને કોઇને ન મેળે એવો જુદો આનંદ છે. (૧)

શાની કુતરો કહે, આ દુનિયામાં મારૂં સુખ હું બધાથી નક્કી ચઢતું સમજું છું, કારણકે હરરોજ મોજમાં આનંદથી ફરૂં અને કોઇને હું શેઠ ગણું નહિ. (૨)

પાળેલો કુતરો કહે, હું ટાઢમાં ઠરી જતો નથી, તેમ તાપમાં તપી જતો પણ નથી, વળી હું વરસાદમાં ધ્રુજતો નથી અને સદા આનંદમાં રહું છું. (૩)

શાની કુતરો કહે, મને જે ભાવે તે હંમેશ ખાતો. મને જ્યાં ગમે ત્યાં હંમેશ ફરતો, મને જે ગમે તે કામ કરતો અને હંમેશ આનંદમાં રખડતો. (૪)

માણસ કહે, તમારા બંનેનું સુખ મને જુદું જુદું લાગે છે. પાળેલાને ઘણું સુખ છે, પણ શાનીને જુદું જ સુખ છે. (૫)

શેઠ તને ગમે તેટલું સુખ આપે, પણ તે આપે, તેટલુંજ સુખ તને સદા મળે છે, તું શેઠનો ચાકર થઇને જે સુખ ભોગવે છે, તે હમેશ હલકી જાતનું સુખ છે. (૬)

રાની તું ખરૂં સુખ ભોગવે છે, તું મનને ગમતું સુખ સદા ભોગવે છે, મરજીમાં આવે તેમ ફરે છે તે સુખ નક્કી ખરૂં છે. (૭)

**સાર**—બીજા તરફથી મળેલું સુખ ખરૂં સુખ નથી, પણ જાતે મેળવેલું સુખ તેજ ખરૂં સુખ છે.

શેઠ, ન્યારો, ટાઢમાં, ઠરતો, બન્નેનું, પરંતુ.

## પાઠ ૧૮ મો વાંદરાં.

**વાંદરા**=વાનર.
**છલંગ**=ફાળ; કૂદકો.
**સરદાર**=ઉપરી.
**વળગાડયું**=બઝાડયું.
**ઝુંડનાં ઝુંડ**=ટોળે ટોળાં.
**કાન ફૂટી ગયા**=કાન બહેર મારી ગયા.
**ઉગામું છું**=મારવાને ઉંચો કરૂં છું.
**છાનું માનું**=ગુપચુપ.

**બોધ**—બધાં પ્રાણીને પોતાનાં બચ્ચાંપર વહાલ હોય છે.

કૂદે, પુંછડું, છલંગ, દીઠો, કૂદ્યો, વળગાડયું, બચ્ચું, પ્રેમ, ઝુંડનાં ઝુંડ, ફાટી, ઉગામું, સીંકું.

## પાઠ ૧૯ મો માકડાં.

**માકડાં**=લાલ મોંનાં વાંદરાં.
**મથુરા**=એ જમના નદી પર શહેર છે.
**કાશી**=એ ગંગા નદી પર હિંદુઓનું પવિત્ર શહેર છે.
**ચાલાક**=ચંચળ.

**મદારી**=ખેલ કરનાર.
**રસ**=મઝા; આનંદ.
**સવાર થવું**=ઘોડે બેસવું.
**લગામ**=ઘોડાને કબજામાં રાખવાને તેના મોંમાં જે ઘાલવામાં આવે છે તે.
**નકલ**=કોઈનું જોઇ તે પ્રમાણે કરવું તે.

**સાર**—પ્રાણીને કેળવ્યાથી તે હોશિયાર અને ચાલાક બને છે.

**સવાલ**—માકડાં ક્યાં જોવામાં આવે છે ? વાંદરાં નકલ કરનાર છે તેની વાત કહો.

વાંદરાં, માકડાં, મથુરા, કાશી, કેળવ્યાં, સાંભળો, હસવું, સવાર, નકલ, હોશિયાર, પ્રાણી.

## પાઠ ૨૦ મો વિવેક.

**વિવેક**=જેની સાથે જેમ ઘટે તેમ બોલવું તે.
**કામની**=જરૂરની; ખપની; લાભકારી.
**ધ્યાન દઇને**=બરાબર મન રાખીને.
**દાખલો લેવો**=બીજાનું સારૂં જોઈ તે પ્રમાણે ચાલવું.
**તોછડાઇ** = વહાલ વગરનો તુંકારો.
**તુંકારાથી**=તું કહીને.
**માન**=આબરૂ.
**સલુકાઇ**=વિવેક.
**દુખાય**=નારાજ થાય.
**વખાણ કરશે**=સારૂં બોલશે.

બોધ—વિવેક વિના વિદ્યા શોભતી નથી.

સાર—બોલવા ચાલવામાં સલુકાઇ રાખવી. કોઇનું મન દુખાય તેમ બોલવું નહિ. સદા સારી રીતે ચાલવું.

સવાલ—માબાપ અને શિક્ષક તું કહી બોલાવે તે તોછડાઇ કેમ ન કહેવાય? તોડછાઈ એટલે શું? મોટાં કોને કહેવાં? વિવેક એટલે શું?

વિવેક, ધ્યાન, અલ્યા, તોછડાઈ, સલુકાઈ, શિક્ષક, વિદ્યા.

## પાઠ ૨૧ મો ધાતુ.

ધાતુમાં નીચેના ચાર ગુણો ખાસ હોય છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે. (૩) ધાતુઓ જમીનપર પડતા રણકો થાય છે. (૪) ધાતુઓમાં ગરમી જલદી વહી શકે છે.

સોનું=ચળકતા પીળા રંગની કીમતી ધાતુ.

તવંગર=પૈસાદાર.

નકશી=કોતરકામ

ઘાટ=આકાર.

ત્રાંબાકુંડી=ત્રાંબાની કુંડી.

હેગડો=પાણી ભરવાનું મોટું વાસણ.

પિત્તળ=ત્રાંબા ને જસતની મેળવણીની બનાવેલી પીળા રંગની ધાતુ.

કળશીઆ=લોટા.

કલાઈ=ધોળા રંગની ધાતુ.

ખાણ=ધાતુ વગેરે કાઢવા માટે જમીનની અંદર ખોદેલો ખાડો.

| | |
|---|---|
| ચાંચવો=જમીન ખોદવાનું લોઢાનું હથિયાર. | હળ=જમીન ખેડવાનું ઓજાર |
| સોંઘું=સસ્તું. | ચૂંક=નાની ખીલી. |
| | ઉપયોગી=કામનું. |

સાર—સોનું શોભિતું ને કીમતી છે. લોઢું સસ્તું ને ઉપયોગી છે.

સવાલ—સોનું, રૂપું, ત્રાંબું, કલાઇ અને પિત્તળ એનો રંગ કેવો હોય છે? એના કયા કયા વાસણો બને છે? ધાતુઓ ગણાવો. મોંઘીમાં મોંઘી ધાતુ કઈ? સસ્તામાં સસ્તી ધાતુ કઈ? ધાતુમાં કયા ચાર ગુણો ખાસ હોય છે?

ધાતુ, સિક્કા, તવંગર, હોશિયાર, ઘાટ, પૂજા, ત્રાંબાકુંડી, દેગડા, પિત્તળ, કળશીઆ, દેવડાવ્યાથી, ઊંડી, ચપ્પુ, સોંઘું, સસ્તું, ઉપયોગી.

## પાઠ ૨૨ મો સંતોષ.

| | |
|---|---|
| સંતોષ=જે મળે તેમાં આનંદ માનવો તે. | સંતોષાય=આનંદ પામે. |
| મગરૂર=અભિમાની. | શાન્ત=નિરાંત. |
| | હરઘડી=રોજ; હમેશાં |

સમજુતી—ગરીબનાં લુગડાંમાં ગરીબને આનંદ છે. ગરીબનાં ઝુંપડાંમાં ગરીબને આનંદ છે. (૧) ગરીબનાં છોકરામાં ગરીબ મગરૂર છે. દુનિયામાં એવા જે ગરીબ છે તેને નક્કી સુખ છે. (૨) પરમેશ્વરે જે આપ્યું હોય, તેમાં જે મળ્યું હોય તેથી સંતોષ પામે તેવા માણસને મનમાં બધી વાતમાં

નિરાંત થાય છે. (૩) અસંતોષી માણસને હમેશ મનમાં દુઃખજ થાય છે, અસંતોષી માણસને કોઇ રીતથી સુખ થતુંજ નથી.(૪)

**સાર—સંતોષમાં સુખ છે; અસંતોષમાં દુઃખ છે.**

સંતોષ, સંતોષાય, શાન્તિ, દુઃખ, અસંતોષી.

## પાઠ ૨૩ મો મુંબઈ.

**સ્ટેશન**=આગગાડીને ઊભી રહેવાની જગા.
**ભપકાભેર**=ભપકાવાળું.
**ફક્કડ**=સારી; સ્વચ્છ.
**સરસ**=મઝાનો.
**મરદ**=પુરુષ.
**પંચરંગી**=જુદી જુદી જાતનો.
**આરામ**=વિસામો.
**ચોકખી**=સ્વચ્છ.
**છૂટથી**=મરજી પ્રમાણે.

મંગેશ, સ્ટેશન, ભપકાભેર, ચિત્ર, ચોપાટી, ફક્કડ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, દિલ, છૂટથી, મઝા.

## પાઠ ૨૪ મો મુંબઇ.

**માર્કેટ**=બજાર.
**ધમાલ**=ભીડ.
**ગીચ**=પાસે પાસે.
**સગવડ**=સવડ; જોગવાઇ.
**ચાલાક**=ચંચળ.
**તોળીને આપ્યું છે**=સરખું વહેંચી આપ્યું છે

માર્કેટ, ટ્રામ, ધમાલ, કોરફડે, ફૂલ, પક્ષીઓ, પૈડાંને, ગીચ, સગવડ, વીજળી, વસ્તી, ઇશ્વરે.

## પાઠ ૨૫ મો દયા.

દયા=રહેમ; મહેરબાની.
ઇસ્પિતાલ=દવાખાનું.
માવજત=ચાકરી; બરદાસ
મફત=વગર પૈસે.
દર્દી=રોગી.
લાભ લે છે=ફાયદો મેળવે છે.
ઈજા=નુકસાન.
સાજી=સારી.
સારૂં બોલતી=વખાણ કરતી.
દયાળુ=દયાવાળા
ખાતર=માટે.
દાઝ જાણવી=દયા રાખવી.
પાંજરાપોળ=અશક્ત જનાવરોને રાખવાનું ઠેકાણું.
જૈન લોક=શ્રાવક લોક.
નિભાવે=ખરચ પુરો પાડે.
લંગડો=પગે ખોડવાળો.
ગોઠવણ=બંદોબસ્ત.

સાર—સારૂં કરે તેનું સારૂંજ બોલાય. સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઇએ.

ઇસ્પિતાલ, દર્દીઓ, ફુંદાઇ, દાક્તર, દયાળુ, હરિલાલ, ભિખારીઓ, દાઝ, નિભાવે છે, દુઃખી, ગોઠવણ.

## પાઠ ૨૬ મો સોબત.

સોબત=સંગત; દોસ્તી.
ફળીઉં=શેરી.
ચિઢાય=ખીજવાય.
લખોટા=મંજા.
સોબતીઓ=મિત્રો.
દૂર=આઘા.
અદેખો=કોઇનું સારૂં જોઇ મનમાં બળે એવો.
અદેખાઇ=કોઇનું સારૂં જોઇ મનમાં બળવું તે.
બિલકુલ=લગાર; જરા.

**સાર**—સોબત તેવી અસર.

**સવાલ**—છગન ને ચંપકમાં કઇ કઈ ખરાબ ટેવો હતી? હરિલાલમાં કઇ કઇ સારી ટેવો હતી?

મુકુંદ, ચંપક, ચિઢાય, લખોટા, નિશાળે, શબ્દ, દૂર, જૂઠું, અદેખાઇ, દિવસ, બિલકુલ.

## પાઠ ૨૭ મો મારો આનંદ.

**વનમાંહી**=જંગલમાં.
**પુષ્કળ**=ઘણો.
**હરવાનો**=લેવાનો.
**ખરો**=ખરેખર; નક્કી.
**કોથી**=કોઇથી.
**હોંસ**=ઉમંગ.
**નાદાન**=સમજ વગરના.
**ડાહ્યલા**=ડાહ્યા.
**ક્રૂર**=દયા વગરનો.
**સિંહલા**=અલ્યા ખરાબ સિંહ.

**સમજુતી**—સિંહ કહે, ઓહો! મને વનમાં ફરવાની કેવી મઝા છે! મને પશુ ખાવાનો ઘણો આનંદ છે. (૧)

સુખથી સદા મ્હાલું છું, હું સદા આનંદ કરવાનો. હું બધાથી ખરેખર મોટો છું, તેથી કોઇથી જરા પણ બીવાનો નથી. (૨)

માણસ કહે અલ્યા સમજ વગરના ડાહ્યલા સિંહ માર-વાની જે હોંસ તને છે, તે હોંસ, હે! દયા વગરના સિંહ હલકામાં હલકી છે (૩) સાર—મારવામાં નીચતા છે.

સિંહ, પુષ્કળ, પશુ, હોંસ, ડાહ્યલા, ક્રૂર.

## પાઠ ૨૮ મો સુદામા.

કૃષ્ણ=દ્વારકાના રાજા એને હિંદુ લોકો ઈશ્વરનો અવતાર માને છે.
વડા=મુખ્ય; આગેવાન.
સોબત=દોસ્તી.
પોરબંદર=સુદામાપુરી; સુદામાપુરી નામ સુદામા પરથી પડ્યું છે.
દુબળા=કમજોર; નબળા.
ઘરનું પૂરૂં કરતી=કુટુંબનું ગુજરાન ચલાવતી.
ટળવળ્યાં=બહુ દુઃખ પામ્યાં
દોસ્ત=ભાઈબંધ.
ટળે=મટે; જતું રહે.
કાલાવાલા=આજીજી.
છેવટે=આખરે.
મશ્કરી=મજાક; ટોળ.
આસપાસ વિટાઇ વળ્યાં=ચારે બાજુથી ઘેરી લીધા.
હરખથી=ખુશીથી; આનંદથી.
ભાભી=ભાઈની વહુ.
ભેટ=ખુશ થઈને આપવું તે.
ખૂંચવી=ઝૂટવી.
ગરીબાઈ=દળદર.
મદદ આપી=આશરો આપ્યો
દિલગીર=નાખુશ; નારાજ.
દિલગીરી=અફસોસ; શોક.
કૃપા=રહેમ; કૃપા.

સાર—પૈસાદાર મિત્રે ગરીબ મિત્રને તે ન જાણે એમ છુપી મદદ કરવી. બોધ—માગવું ને મરવું બરાબર છે.

કૃષ્ણ, દોસ્ત, દ્વારિકા, પૂરૂં, ખૂટયું, ભૂખે, ટળવળ્યાં, ફાટાં, મશ્કરી, તાળીઓ, વિટાઈ, વળ્યાં, પહોંચ્યા, ભેટ, ખૂંચવી. લીધી, પોટલી, ગરીબાઈ, મદદ, દિલગીર, દિલગીરી, ઝુંપડી, બૈરી, સ્ત્રી.

## પાઠ ૨૯ મો વીંછી.

**ડંખ**=ચટકો.
**જબરો**=ઘણું દુઃખ કરે એવો.
**અગન**=બળતરા.
**બળતરા**=લાય.
**વેદના**=દુઃખ.
**વેઠી હોય**=ખમી હોય.
**ટકે છે**=વેદના રહે છે.
**અણસમજુ**=ઓછી સમજ-વાળા.
**ભેજ**=ભિનાશ.
**મંત્ર**=ગુપ્ત વાક્ય.
**કમી થાય**=ઓછું થાય.
**ગંદવાડ**=ગંદકી.
**જવલ્લે**=ભાગ્યે; કોઇ વખત.

સવાલ—કોણ કોણ ડંખ મારે છે? વીંછી ચઢયો એમ કયારે કહે છે? ડંખનું ઝેર ચઢતું અટકાવવાને માટે શું ઉપાય કરશો. વીંછીના ડંખની અસર કેટલો વખત રહે છે? વીંછી કેવી જગામાં પાકે છે? વીંછી જલદી કયાં પાકે છે?

**વીંછી, ડંખ, બળતરા, ઊંચે, ચીથરૂં, વેદના, મંત્ર, ગંદવાડ, જવલ્લે.**

## પાઠ ૩૦ મો વાઘ ને સિંહ.

**વાઘ**=ચટાપટાવાળું ફાડી ખાનારૂં જનાવર.
**બિહામણાં**=બીક લાગે એવાં.
**ગીચ જંગલમાં**=ઝાડો પાસે પાસે હોય એવા જંગલમાં.
**મજબૂત**=જબરા.
**પંજો**=પાંચ આંગળાનો ભાગ.
**તીણા**=અણીદાર.
**સખત**=કઠણ.
**માફક**=પેઠે.
**સુસ્તી**=આળસ.
**ઉમદા**=દેખાવડું.

ભભકાદાર=શોભિતો.
થથરાવી=ધ્રુજાવી.
કદાવર=કદમાં મોટું.
શિકાર=જનાવરને મારવું તે.
શોખ=ઈચ્છા.
સાવચેતી=ખબરદારી; હોશિયારી.
રહેઠાણ=ગુફા.
ઠાર મારવું=મારી નાખવું.
જીવ ખોય છે=મરણ પામે છે.
જવલ્લે=કદાચ; કોઈ વખત.

**સવાલ**—વાઘ અને સિંહને પાસે આવતા અટકાવવા માટે શું કરશો ?

સિંહ, પ્રાણીઓ, બિહામણાં, ગીચ, મજબૂત, સુરતીમાં, થથરાવી, કદાવર, વસ્તી, શિકાર, સાવચેતી, જવલ્લે.

## પાઠ ૩૧ મો મન ખુશ કેમ થાય ?

ડીલ=શરીર.
માન=આબરૂ.
તુચ્છ=હલકું; ઉતરતું.
મિત્ર=દોસ્ત.

**સમજુતી**—શરીરને આરામ મળે, તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. ખૂબ પૈસો મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. મોજ અને શોખ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. બહુ આબરૂ મળે તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી (૧)

બહુ સારા મિત્રોથી પણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. સગાંમાં સંપ હોય તોપણ મન જોઇએ તેવું ખુશ થતું નથી. જેણે જે વસ્તુમાં સુખ માન્યું, તેને તેજ વસ્તુ મળે, તોજ મન જોઇએ તેવું ખુશ થાય છે, તેને મન બીજું બધું સુખ ઉતરતું છે.

ડીલને, મિત્ર, વસ્તુ, તુચ્છ.

## પાઠ ૩૨ મો રામ અને સીતા.

રામચંદ્ર=દશરથ રાજાના પુત્ર
જનોઇ=ઉપવીત.
દશરથ=અયોધ્યાના સૂર્યવંશી રાજા.
બાણ=તીર.
રાક્ષસો=દૈત્યો.
ધનુષ= કામઠું. [જાનકી.
સીતા=જનક રાજાની પુત્રી;

સવાલ—દશરથ રાજાને કેટલા પુત્રો હતા ને તે કયા કયા ? રાક્ષસોને રામે શા માટે માર્યા ?

રામચંદ્ર, લક્ષ્મણ, શત્રુઘ્ન, વસિષ્ઠ, વિદ્યા, શિખવ્યું, વિશ્વામિત્ર, ઋષિ, રાક્ષસો, ધનુષ.

## પાઠ ૩૩ મો રામ અને સીતા.

આમધૂમ=ભપકો; ઠાઠમાઠ.
ખબર=જાણ.
દાસી=ચાકરડી.
કાન ભંભેર્યા=ખોટું ખોટું સમજાવ્યું.
ઉશ્કેર્યા=ચઢાવ્યા.
બેભાન=ભાન વગરના.
ભાન આવ્યું=શુદ્ધિ આવી.
હઠ=જીદ; મમત.
આજ્ઞા=હુકમ.
શોક=દિલગીરી.
વેઠાશે=ખમાશે.
દિલગીર=નાખુશ.
શોધ્યાં=ખોળ્યાં.
પત્તો આપ્યો નહિ=ખબર મળી નહિ.
રાવણ=લંકાનો રાજા.
લગાર=જરાપણ.
દુભવતા=નારાજ કરતા.
ઓચ્છવ=આનંદ.

સવાલ—રામચંદ્રજીને વનમાં શા માટે જવું પડયું ?

ધામધૂમ, કૈકેયી, ઉશ્કેર્યાં, ભંભેર્યાં, શોક, આજ્ઞા, લક્ષ્મણ, દિલગીર, શોધ્યાં, પત્તો, જન્મ્યા, ઓચ્છવ.

## પાઠ ૩૪ મો પાંડવો.

પાંડવો=પાંડુરાજાના છોકરા.
કૌરવો=ધૃતરાષ્ટ્રના છોકરા.
કપટી=દગાબાજ.
દ્રૌપદી=દ્રુપદ રાજાની પુત્રી.
રાજકુમાર=રાજાનો પુત્ર.
નિશાન=એંધાણી.

વીંધે=છેદે.
તાકવા=તાકીને મારવા.
જુગતી=તદબીર; કળા.
જુગટું=જુગાર.
લલચાવ્યા=લાલચ આપી.
શરત=કબુલાત.

સવાલ—પાંડવો કોના પુત્ર? પાંડવોનાં નામ લખો. કૌરવો કોના પુત્ર? કૌરવોમાં સૌથી મોટો કોણ હતો? દ્રૌપદી અર્જુનને શા માટે પરણી? દ્રૌપદી પાંચ પાંડવોની સ્ત્રી શા કારણ થઈ? પાંડવોની માનું નામ શું? પાંડવોને વનમાં કેમ જવું પડ્યું? પાંડવ કૌરવની લડાઈમાં કોણ હાર્યું?

બોધ—જુગાર રમવો નહિ. દુનિયામાં સત્યતાજ જય છે, અને પાપનો પરાજય છે.

વંશમાં, વ્યાસ, ધૃતરાષ્ટ્ર, પાંડુ, દુર્યોધન, કૌરવો, યુધિષ્ઠિર, અર્જુન, નકુલ, હોશિયાર, દ્રુપદ, નિશાન, વીંધે, દ્રૌપદી, વીંધ્યું.

# સમાપ્ત.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રીવિઝન કમિટીએ

☞ તૈયાર કરેલી ચોપડીની ☜

**મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો. કૃત અર્થની**

**નોટો તૈયાર છે.**

મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

**ત્રિવેદિવાચનમાળા પુસ્તકોના અર્થ તૈયાર છે.**

| | |
|---|---|
| પુસ્તક ૧ લાના ૦-૪-૦ | પુસ્તક ૬ ઠ્ઠાના ૦-૯-૦ |
| પુસ્તક ૨ જાના ૦-૫-૦ | પુસ્તક ૭ માના ૦-૧૦-૦ |
| પુસ્તક ૩ જાના ૦-૬-૦ | |
| પુસ્તક ૪ થાના ૦-૭-૦ | કન્યા વાચનમાળા ત્રણે |
| પુસ્તક ૫ માના ૦-૮-૦ | પુસ્તકોના અર્થ તૈયાર છે. |

બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીના "મુખગણિત શિક્ષક."

ધો. ૩ .ની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના.

મુંબઈ ઈલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમા ૪॥ આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

બીજા ધોરણ માટે અંકગણિતનાં મનોયત્ન પાંચ આના.

બાળપોથીથી પાંચમી સુધીના "ડિકટેશન શિક્ષક"

શાહપોર, } **છગનલાલ મોતીરામ શાહ.**
સુરત. } "મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા